अनुष्टुभ

गुणदोषौ बुधो गृह्णन्निन्दुक्ष्वेडाविवेश्वरः ।
शिरसा श्लाघते पूर्वं परं कण्ठे नियच्छति ॥

# हृदयोद्गार.

लेखक.

" शकुन्त. "

सुधा निर्झर ओर्फनेज
खेडा ( गुजरात )
कीमत रु. ०—२—०

## यथा सुराणाममृतं प्रधानम् । तथा नराणां वसुधामृतं वै ।

### વાપરી ખાત્રી કરે

આતે દવા કે કોઇ ઇશ્વરી દુઆ.

દેવોને દુર્લભ અમૃત ફક્ત—ઔંસની બાટલીના રૂ. ૨) વી. પી.

શુ અમૃત પાનના અધિકારી દેવલોકજ છે?

શું મનુષ્યને તે દુર્લભ અને નજર બહાર છે?

શું કળિયુગમાં અમૃત લોપાઇ ગયું છે?

શુ આપણને તેનો ઉપયોગ કરવાનો અધિકારજ નથી?

શું ઇશ્વરની પુર્ણ કૃપા હોયતો અમૃત દુર્લભ છે?

### ચિકિત્સા.

શું અમૃતને કોઈ પણ અનુપાનની જરૂર છે?

શુ અમૃતપાનમાં કાંઇ જાતની કરી કે પરહેજ હોઇ શકે?

શુ અમૃત અમૂક એકજ રોગપર ફાયદો કરે?

શું અમૃત પીવાથીજ ફાયદો કરે? અને સ્પર્શથી કોઇ જાતનો ફાયદો ન કરે?

શું અમૃત કોઇને પણ યત્કિંચિત નુકશાન કરે?

શુ અમૃત વ્યસન તરીકે લાગુ પડી શકે?

શુ અમૃતની અસર થતાં વિલંબ થઈ શકે?

શુ અમૃત રોગીને આશીર્વાદ રૂપ, શ્રમિતને શાન્તિદાયક, ને નિર્બલને શક્તિપ્રદ ન હોઇ શકે? વગેરે વગેરે

પ્રશ્નોના ઉત્તર આ સુધાનિર્ઝર યાને વસુધામૃત વાપરી, તેની પાસે માગો ને અનુભવો ખાત્રી કરો તે જાતેજ મનની ખાત્રી કરી આપશે. કે આ મિથ્યા પ્રશંસા નથી અને સ્વર્ગનું ખરું અમૃત જોઇએ તો આજ છે. તેમજ કળિયુગમા પણ હરિશ્ચંદના જેવો અડગ સત્યની ટેક ધરાવનાર આખી દુનીઆમાં ફક્ત આ એકજ અમૃત છે, ને તે હજુ બીજા કોઇને હાથ લાગ્યુંજ નથી તો તે દવા દર્દપર તત્કાલ અસર કરી ચિરકાળ સુધી તે રોગને દુર રાખી પોતાની પ્રતીતિ જાતેજ કરી આપે છે.

“સુધાનિર્ઝર ઓફીસ.”
ખેડા—(ગુજરાત)

# હૃદયોદ્‌ગાર.

લેખક

( શકુન્ત ).

ભોગીલાલ છગનલાલ વૈદ્ય.

સુધાનિર્ઝર ઓફીસ ખેડા-(ગુજરાત).

પ્રકાશક.

શાહ પોપટલાલ ચુનીલાલ.

બઝાર-ખેડા (ગુજરાત).

શાન્તિવિજય પ્રિન્ટિંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ વકીલ
અને માણેકલાલ માધવજીએ છાપ્યું.

ઢીંકવા ચોકી—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૩. ઈ. સ. ૧૯૧૭.

કિમ્મત રૂ. ૦-૩-૦




પ્હો ફાટયો તો જાગો, લાગો ધંધે સ્વદેશ હિત માટે;
પ્રાચ્ય પ્રણાલી પ્રગતિ, ફરો વળો કાં સો અવળી વાટે.

સ્વદેશ હિત ચિંતકો, તમારો ઉદ્ધાર કરવાનો મિથ્યા ફાંફાં મારવાં મૂકી દઈ સીધે પથે વળો આર્ય ભૂમિનો ઉદ્ધાર કોઇ પણ દિવસ સ્વર્ગ ધર્મના સંપૂર્ણ ઉદ્ધાર સિવાય થયો નથી, થતો નથી, ને થવાનો નથી, સ્વદેશ અને સ્વદેહ વ્યક્તિઓના અંતરાત્મના કલ્યાણનો એજ એક ઉત્તમોત્તમ માર્ગ છે. માટે જો એક ઉદ્ધાર ચાહતો બ્રહ્મચર્યાશ્રમનો આશ્રયલો શરીર માદ્યં ખલુ ધર્મ સાધનમ્। એ ન્યાયે પ્રાચીન ગુરૂકુલ ને ઋષિકુલ જેવી સ્તુત્ય સંસ્થાઓની સાક્ષાત્ પ્રતિમા રૂપ આ "ચારૂતર બ્રહ્મચર્યાશ્રમમાં" બ્રહ્મચર્યનું રક્ષણ, શારીરીક બળની વૃદ્ધિને માનસિક બળનું પોષણ થાય એ હેતુ સાચવી માતૃ ભાષાના સંપૂર્ણ જ્ઞાન સાથે અંગ્રેજીનું જ્ઞાન બી. એ. જેટલું આપવામાં આવશે. સ્પષ્ટ અભ્યાસ, ક્રમ જાણવા ઇચ્છનારે અર્ધા આની ટિકિટ બીડી નિયમાવલી મંગાવી લેવી.

શ્રી ચારૂતર બ્રહ્મચર્યાશ્રમ.

ચકલાસી-સ્ટેશન બોરીઆવી.

રોગ અનેક ઔષધ એક.

પીવામાં અને ચોપડવામાં એકજ

નિર્ભય ! ખાત્રી લાયક ! ! રામબાણ દવા ! ! !

# સુધા નિર્ઝર.

યાને

## વસુધામૃત.

'સુધા નિર્ઝર'—ખરેખર અમૃત સમાન છે. તે કવખતમાં પ્રાપ્ત થયેલી વૃદ્ધાવસ્થાને દુર કરી જુવાન બનાવે છે. પિશાબે તથા બગલે જતી ધાતુને અટકાવી તરૂણોને ખરૂં પુરૂષત્વ આપે છે.

'સુધા નિર્ઝર'—ના સેવનથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે ઉધરસ, દમ, સ્વાસ, હાંફણ, કમળો, કમળી, પિતપાંડુ, મેલેરીઆ તાવ તેમજ દરેક પ્રકારના જ્વરને ફીટાડી શક્તિ લાવે છે,

'સુધા નિર્ઝર'—દરેક જાતના પ્રમેહ, જુના વખતનો બળતો પીશાબ, ગરમીનું ફુટી નીકળવું, ઉપદંશ ( ચાંદી ) વિસ્ફોટક, પ્રદર, તેમજ સ્ત્રી પુરૂષોનાં ગુપ્ત દર્દો નાબુદ કરે છે.

'સુધા નિર્ઝર'—લોહી વીકાર અંગની કળતર, અજીર્ણ વિકાર પાણી વિકાર, મગજનું ખાલી પડવું, ગર્ભપાત થવો,

મોંઢાનાં દર્દો, રતવા, બાળકોની વરાધ દરીઆઇ મુસાફરીમાં ચક્કર, વિગેરે દર્દોને તત્કાળીક ફાયદો કરે છે.

**ગુદાના દર્દો**—ભગંદર, ઝાડો, સંગ્રહણી, અતિસાર, સન્નિપાત પક્ષાપાત, પીશાબ તથા ઝાડાનું બંધ થવું. ક્ષય, ધાતુ ક્ષય, કોલેરા, હાડગંભીર, છાતીનું દર્દ, હિસ્ટીરીયા, ભ્રમીતવાયુ પાંસળીનું દર્દ ઇત્યદી દર્દો ઉપર '**સુધા નિર્ઝર**' ઘણી ઉપયોગી દવા છે,

**ખસ ખરજવું**—ગડગુમડ, બદ, બામલી, ખુજલી, દાદર, પ્લેગ નાસુર, કંઠમાળ, અંતર્ગળ, થોડા વખતમાં મટાડે છે તેમજ હડકવા અને દરેક જાતનાં વીષ પાનમાંથી મુકત કરે છે '**સુધા નિર્ઝર**' વંધ્યત્વ વૃદ્ધત્વ અને ષંઢત્વને નિર્મુળ કરે છે.

**સુધા નિર્ઝર** દરેક ઋતુમાં માફક આવે છે અને કાંઇપણ પળેજ પાળવી પડતી નથી. અને નાના મોટા દરેક દર્દ ઉપર ચમત્કારીક અસર કરે છે. બહાર ગામ માટે આબરૂદાર એજન્ટો જોઇએ છીએ.

**માટલી ઔંસ એકની કીંમત ફક્ત રૂ. ૨-૦-૦ વી. પી. ખર્ચ જુદુ.**

મળવાનું ઠેકાણું.

" સુધા નિર્ઝર ઓફીસ. "

ખેડા—ગુજરાત.

# નિવા પાંજલિ.

સપ્તવર્ષનું સ્વપ્ન હતું તે પુરૂં કર્યું યમ દૂતે;
હતી ન હતી કરી દીધ ફૂલવાડી કાળ ભૂખરની ફૂંકે. ૧
કળી કુમળી ગુલાબની કરમાવી કાળ કરાળે;
નયનાં બુજ કરમાયાં લહીં એ ગમન કર્યું જમરાળે. ૨
કૃષ્ણપક્ષમાં દિન પ્રતિદિન ક્ષીણ શાપિત સુધાં શુ જેમ;
ક્ષણ પ્રતિક્ષણ ક્ષીણ શોષ દોષથી જર્જર દેહે તેમ. ૩
ચતુરા નન પંચા નન ત્રિવિક્રમ સમતૃતીય નૂર;
સર્વ શ્રેષ્ઠ પુરુષોત્તમ કવલિત કર્યો કાળ ક્રૂરભૂર. ૪
નેત્રત્રયી ત્રિનેત્ર સતાં નેત્રદ્વય વિકસિત રાખે;
નેત્રતૃતીય કદીય ન વિકસે હરહર ઇચ્છા પાખે. ૫
પુનિત જનેતાની સુપરત મુજને હું પર વિશ્વાસ;
કોલ પાળને ભ્રષ્ટ કીધો દુર્દૈવે ભરૂં નિઃશ્વાસ ૬
યત્ન પ્રયત્ન નિષ્ફળ કરી હર્યું વિધાતા રાંક રતંન;
રહ્યું માતૃ ઋણ નિજ શિરે હું કરી શકયો ન જતંન. ૭
ધન્ય જન્મ ધનત્રયો દસી શ્રીકૃષ્ણ જયંતિ મર્ણ;
નરતન ધરી માયાપર હરી, વિરામ્યો શ્રીહરિ શર્ણ. ૮
પૂર્વ જન્મનો પૂર્ણ સંસ્કારી પુણ્યશાળી ભ્રાત;
લાલન પાલન પંચ વર્ષ કરી સ્વર્ગવાસી થઇ માત. ૯
સહિષ્ણુતા વિષ્ણુ સમભાળી સાગર શું ગાંભીર્ય;
મરાળ હારે વિવેકથી જે કરે પૃથક ક્ષીર નીર. ૧૦

શ્રીયુત. ડાહ્યાભાઈ પટેલ.

# ઉપોદ્ઘાત.

## ઉપજાતિ વૃત.

જેને ગણે સાક્ષર નાટ્ય પિતા,
તુલ્યે ન આવ્યા કવિ કોઇ બીજા;
છેલ્લી કવિનીજ કનિષ્ઠિકાતે,
પાસેની કોની ન અનામિકાતે. ૧

ગિર્વાણ ગજાવી કવિ કાલિદાસે,
સખીઓ દુભે ગુર્જરી ઉપહાસે;
તે મેણું પ્રેમાનંદથીજ ટળિયું,
ગિરગુર્જરી વાચ્છિત સ્થાન મળિયું. ૨

ન જ્ઞાન ગિર્વાણ ગિરાતણું તો,
અજ્ઞાન બીજું ઘણું જો ગણું તો;
એ મેરૂં તૃણ હું તુલના કરૂં જો,
ખદ્યોત–ઉદ્યોત સ્થિતિ ઉચરૂં તો. ૩

કાલું વદે બાલ લજામણું જો,
માતા પિતા પ્યારૂં ગણે ઘણું તો,
આંબેથી લે કેરી જન વામણું જો;
સાશ્ચાર્ય મારૂં ગણું નામનું તો. ૪

સુસ હૃદય કાક દ્રષ્ટિ ધરે ના,
ચંચુ-પ્રહારો ક્ષતમાં કરે ના;
પી દુગ્ધ વારિ ત્યજી હંસ દે છે,
ત્રો’ સાર દોષો ન ઉરે ધરે છે. ૫
એ બુદ્ધિએ હામ હૃદે ધરી છે,
અશક્યતા ને ભીરૂતા હરી છે;
શમતા, સુશીલતા, ક્ષમતા ભરી છે,
દ્રષ્ટિ પુનિત પાદ પદ્મે ઠરી છે. ૬

---

# મંગળાચરણ.

### ઉપજાતિવૃત.

શ્રી શારદા બ્રહ્મ સુતા સ્મરીને,
શ્રી સદ્‌ગુરૂ મૂર્તિ ઉરે ધરીને;
ગોપાલ ભુપાલક શ્રી હરીને,
પાદદ્વયે લક્ષ બિંદુ કરીને.
સાધે ઉપાધિ સુતસુખકામી,
આતુર નિષ્કંટક ભોગ વામી;
દારા સહાયે દશ સ્વાર્થ ગામી,
ગાઉ યશોગીત શિર અંક નામી.

"શકુન્ત."



# અર્પણ પત્રિકા.

નેકનામદાર દરબાર સાહેબ ગોપાળદાસ અંબાઇદાસ.

( વિષ્કુભક-શિખરિણી. )

રચે સૃષ્ટિ સ્રષ્ટા તદપિ કરતા પાલન હરિ,
ચતુર્વર્ણે એવી પદવી ધરતા વૈશ્યજ ખરી,
કળિયુગે તેવી કરણી કરતાં તો મતિ ફરી,
રહ્યા કુર્મિ ક્ષત્રી ધરણીધર ટેકી મતિ ધરી. ૧

યથા અબ્ધિ પેરે ઉદર શુભ ઔદાર્ય ધરતા,
તથા કાવ્ય પ્રીતિ સરિત લહરી શું વિચરતા;
કવિ કોઈ આવે શરણ સઘળી પીડ હરતા,
રવિ પેરે બંદીજન અમળ કીર્તિ પ્રસરતા. ૨

રવિ વંશે હીરા અમિત ઝળકે ઇતિ વૃતમાં,
હરિશ્ચંદ્રે રામે અમગ યશ લીધાજ જગતમાં;
સિસોદીઆની ને લવકુળની પ્રીતિ સુકૃતમાં,
ભરે ચંચુ પક્ષી નિધિ ત્યમ હું આ ઇતિવૃતમાં, ૩

અહાહા બાપા રાવળ કુલજ ખ્યાતિ જગ ખરી,
પ્રભુતાએ "બાપા" પદવી ધરી દુભ્યા નિજ અરિ;
ભલે કાલિદાસે હૃદય યશ ગાને ધીર ધરી,
નથી બ્રહ્માશેષે શુચ્યુ વરણુને હિંમત ભરી. ૪

( આમુખ-ઉપજાતિ વૃત્ત. )

તે લેઉઆ જ્ઞાતિ તણો નૃપાલ,
**વસો** વિષે ગાદી આદિથી હાલ;
પુરા કરી ખ્યાતિ શ્રી **બાજીશાહે**,
આંકી કીમત કાવ્યની **વેણીશાહે**. ૫

**જશે** ધરી ટેક ન **જામ જાચ્યો**,
**વસોપતિ** આશ્રયમાંજ રાચ્યો;
કટિ કસીને **કશિયાજી** ધસિયા,
નમાવી કાઠી ભૂપ ઉર વસિયા. ૬

**વસો** વસુધારી-ઉદ્યાન એક,
અદ્યાપિ જેનો નકી નેક ટેક;
સહરી મધુર મંદ લહરી વહંતી,
સુગંધ કીર્તિ પ્રસરી રહંતી. ૭



( વસ્તુ શાર્દુલ. )

એવું **વિક્રમશાળી** ને પુનિત જે તે **પાટ** દીપાવતા,
ધારી તે યશ શ્રી હીમાયતી બની **ગોપાલદાસે** તથા;
નીતિ રીતિ સુધર્મ પ્રેરી પ્રીતિથી પાળી પ્રજા વાહુવા;
સાર્ડી શાંકળી જાવળા વળી દશાં સ્વસ્થાન શોભાવવા. ૮
કાવ્યાસ્વાદ વધે સુધા થકી અતિ એ ખ્યાલ જેના ઉરે,
આવ્યા ને અતિથિ ગણી દુઃખ હણી જે કોડ તેના પુરે;
સદ્ગુણો ગણતાં શું ઉર્મિ ઉછળે મારે ઉરે નિષ્ઠુરે,
અર્પી અલ્પ મતિ કૃતાર્થ કરૂં હું આ ગ્રંથ રૂડે-બુરે. ૯

**शमित्योरेम्.**

| | |
|---|---|
| ખેટકપુર. | કૃપાભિલાષી |
| | **ભોગીલાલ છગનલાલ વૈદ્ય** |
| પર્યુષણપર્વ | **ના જયજીનેંદ્ર.** |



# ઇશ્વર સ્તુતિ.

મંગલકર મંગલ ગુણ મંગલેશ્વરા,
અનશ્વર અખિલેશ્વર, અજ આદ્ય ઇશ્વરા—મંગલ.
જગના, ધરતા, ભરતા, હરતા,
શિવ દાતા
ભય ત્રાતા
પિતુ માતા
સત્ય છો કૃપાલુ.......મંગલ.
જલ, અનલ, અનિલ, શશિ, રવિ ખ,ભૂ, દ્વિજવરા,
મંગલ પ્રદ, મંગલમય, અષ્ટ તનુવરા. મંગલ.
અસ્તિ, ન્યસ્તિ, ચડતી, પડતી,
અનુસરતી,
ભૂલ ન રતી,
અકલ ગતિ તું જગદ્ધરા....મંગલ,
સત્વ, રજને તમ, ત્રિગુણાતીત વિભૂવરા;
નિરંજન, નિરામય, નિર્મળ પરાત્પરા—મંગલ.
દુગ્ધે, મરૂતે, વિયતે, જગતે,
મિષ્ટત્વપણે,
ગંધત્વપણે,
ઇથિરપણે,
વ્યાપકેશ્વરા,
મંગલકર મંગલ ગુણ મંગલેશ્વરા,
અનશ્વર અખિલેશ્વર અજઆદ્ય ઇશ્વિરા—મંગલ.

# હૃદયોદ્ગાર.

## સંવેશમાં સૂતેલા શ્રાવક !

### ગઝલ.

અરે ! ઓ ! બંધુઓ મારા પ્રીટયા ઝઘડા નહિ ખારા,
અરે ! ઝઘડા અને રઘડા, વિષે વર્ષો વિત્યાં સારાં;
કુસંપીના બની સાથી અરે ! હા ! શૌર્ય ગુમાવ્યું,
હવે ઓ જૈન બંધુઓ, દેલે કાંઈક પસ્તાઓ. ૧

ગુમાવ્યું રાજ ઈર્ષામાં, અરે ! ધૃતરાષ્ટ્રના સુતે,
ડુબાવી પાંડુ પુત્રોને, જુઓ રઝળ્યા રણે સૌ તે;
અરે ! જર જમીનને જોરૂ, શૂરાનાં શિર ઝટનારા,
જુઓ ઇતિહાસ અરીસામાં, અરીષાથી નટકનારા. ૨

ગુમાવો ન્યાયમંદિરે, હજારો રૂપિયા ભાઈ,
છતાં ના શ્રેય કંઈ થાયે, ધરો મિથ્યા અહંતાઈ;
અરે ! હા ! જૈન બંધુના, ગયા લાખો રૂપૈયા કંઇ,
જુઓ સરકારની ખાલી, તીજોરી તો ભરાઈ ગઇ. ૩

લઢાઇમાં બની તત્પર, નકામાં લોહીકાં રેડો,
બની ઉદાર બંધુઓ, દુઃખીનાં દુઃખ તો ફેડો;
અરે ! શ્વેતામ્બરીઓહો, અગર દિગમ્બરી ઓહો,

ભલે? ઢુંઢીયા પંથી હો, સહુને પ્રેમથી તેડો. ૪
તમારો પંથ જુદો છે, અમારો ધર્મ ન્યારો છે,
અરે ! કહેનાર મુર્ખાઓ, સિતમ શાને ગુજારો છો;
ભલે ! કો શ્વેત કો પીળાં, શરીરે વસ્ત્ર ધારે,
બધા મહાવિરના કદમે, જુઓને જગતને તારે. ૫
મૂકીને રાડ વડવાડો, "અનાથાશ્રમ" નિકાલોને,
અશક્તાશ્રમ ખોલીને, અપંગોને જ પાળોને;
વળી "શ્રાવિકાશ્રમો" ખોલી, દુભાતી શ્રાવિકા ઠારો,
અભણ ઉત્સાહી જુવાનો, નિશાશાળાથી સુધારો. ૬
પ્રણાલી પુરાણી ઝાલી, "બ્રહ્મચર્યાશ્રમો" ભાળી,
સુધારો હિંદનું ભાવી, મદદતન ધનની આલી;
શિશુ–આશિત્ર શીશ લઇને, લેશતો દેશહિત લહીને,
યુગેયુગ નામના ધારી, દીપાવો સ્વર્ગને જઇને. ૭
શુભાશિષ તો વિભુદ્વારે, લખાશે લેખમાં ભારી.
ખલકમાં કિર્તિ ફેલાશે, રેલશે હર્ષ–નંદવારિ;
હ્રદયની ઉર્મિઓ મારી, વિભુ ક્યારે સ્ફુરે આવી,
કહે "ભોગી" વિભુ વ્હાલા સરવને સાહ્ય દે સારી. ૮



## सत्यमेव जयते.

### ગઝલ.

---

મનુજ તું સત્યને માટે પ્રતિજ્ઞા એક હા ધરજે,
કદી તુંજ તાતકે' પ્યારો, મગર તું ન જૂઠ ઉચરજે.
તને અનૃત વદવાને, હજારો દામ દેવે તો;
મગર તું સત્ય તજવાને, દિલે ના લેશ લલચાજે,
અરે ! હા !! સત્યસાચવતાં, શિરે સંકટ ઘણા આવે;
તથાપી સંકટોને તો, કટ્રોકટ કાપતો ફરજે;
તજાવા સત્યના ટેકો, તને બેડી બદન નાખે,
પ્રમાણી બેડીને પ્રભુનું, પ્રેમબંધન પ્રીતિ ધરજે,
લડાઈ સત્યની લડતા, તને કારાગ્રહે પુરે;
ગણી તે દેવમંદિર તું, લડાઈ સત્યની લડજે.
અરે! હા!! સત્ય વદતાં જો તજાવી દેશ દે તુજને,
અહા! તે પરભુમિને તું, વધાવી પુષ્પથી લેજે.
ટકાવી સત્ય તું તહારૂં, હવેલી ધામ સૌ ત્હારાં;
ભગિની માતૃને દારા, તજી વનવાસ ધારિ લે.
અરે હા ! જુઠ વદવાને, કદી ઘાયલ કરી નાખે;
ઇલેકટ્રીક હસ્તમાં દે'તો, કદી ના જુઠ તું વદજે.
વધો તું સત્ય તે માટે, કદી દ્રોહી ગણીને જો;
અદાલતમાં તને તેડે, ભલે દૃઢ ટેકતું ધરજે;

કચેરીમાં કરે ઈન્સાફ, તને જો ફાંસી દેવાનો.
અરે તું સત્યની ખાતર, સુળી પર પ્રેમથી જાજે.
ભલે તુજ દેશના માટે અને તુજ બંધુઓ માટે;
તને કદી ચાબુકે મારે, કુસુમ-કંદુક ગણી લેજે.
પ્રતિજ્ઞા દેશને માટે, કંઈ તે પ્રેમથી લીધી;
અરે! એ પ્યાલી સુધાની, પુરેપુરી ભરી પીજે.
અરે ભાઈ, અવરને તું, વચન જો આપીને આવ્યો;
અરે! તે કૉલને તું તો, અદલ ઈન્સાફ સાચવજે.
ખરો તુજ ટેક નાત જતાં, ગીરે નિજ દેહને મુકી;
અવરનો દાસ થઈ રહેજે, તથાપિ સત્ય સાચવજે.
અરે! હા! સત્યના સારૂં, ભલે રસના કદી કાપે;
ગણીને સત્યને પ્યારૂં, કપાવા પ્રેમથી દેજે.
કથે 'ભોગી' અરે! આદમ, ઘટે કદી પ્રાણ ઘટમાંથી;
જીતે છે સત્ય આખરમાં, સરકમા સત-પકડમાંથી.

---

## ફરવું!

---

### ગઝલ.

જગતમાં જન્મીને જેણે જીવન પરમાર્થ ના ગાળ્યું.
જહાનીના બધા વૈભવ, વિષે ગુલતાન થઈ ગાળ્યું,
ગરિબોને અપંગોની, દયા કંઈ દિલ ના આણી;
સ્વદેહજ પોષી જાણ્યો તો, થુતેની જીંદગાનીમાં. ૧

અનાથાશ્રમ વિશે નાણું, કહે કો શેઠજી ભરશો;
દુઃખી છે બાળ સઉ દેશી, દયા દિલે જરા ધરશો.
તમારા દાનનાં ઝરણું, વવાશે ક્ષેત્ર કાશીમાં;
મુખે ના શેઠજી કે'શે, ઉઠોને આગ લાલીમાં. ૨
અતિથી આવીને કે'શે, ભુખે ચક્ષુ ઉડી જાએ;
તમારા શેઠજી અરજી સુણે, તો વર્દી અપોને.
ગરિબીનો દયાવાળો, જઇને શેઠને કે' તો;
કહે મારી મુકો કાડી, બળી એ સાહ્યબી સારી. ૩
લઇને લાડી ગાડીમાં, અગાડી વાડીમાં જાતાં;
ઉદર માટે કસાઇઓ ઉડાવે પ્રાણીનાં ગર્દન;
છુટચે દમડી બચે પ્રાણો, છુટે ના ચંમડી તુટે;
કંઇ પરમાર્થ ના થાયે, મૂકોને લાહ્ય શોખોમાં. ૪
સ્વદેશીનાં દુઃખો સારૂ, અને નીજ ધર્મના સારૂ;
ગરિબો ઉર્મિલા થઇને, હશે તો પાઈ પણ દેશે.
ખરા શ્રીમંત ના કહેશે, પડી ફેશન તણા ફંદે;
ઘણી લક્ષ્મી ગુમાવે છે, સડી ગઇ એ શ્રીમંતાઈ. ૫
હશે ટાણું ઘરે જ્યારે, ઉડાવો બાસુદી પુરી;
ઉપર ભજીયાં તળાવીને, જમાડે સારી જ્ઞાતિને
મુનીમ દે દામ મોં માગ્યા, ખરીદે મસાલા મોંઘા;
ન દે કંઈ અન્નક્ષેત્રોમાં, ઉછાળોને ઉકરડામાં; ૬
લગનમાં મંડપો મોટા, મઇલ બે જાય ત્યાં એવા;

કમાનો વાળીને ઉપર, સુશોભીત સૌ બનાઓને,
નથી હિસાબ કંઈ જરનો, ઉપર બેન્ડો બજાઓને;
રઝાક બેન્ડ બસ બજાઓને, બળ્યું એ સૌ બજાવાનું. ૭
ભરી મીજલસ ગણી મોટી, માંહે તો ચંદ્રિકા લાવી,
કરાવે નૃત્ય મન ગમતો, અહા ! મોંઘી મઝા આવી.
સતારો સારંગીને તબલાં, તણા રણકાર તો વાગે;
અરે ! જય !! જય !!! તહાં બોલે, બળ્યું એ બેસવા જાવું. ૮
નથી કંઈ દેશની જેને જરાએ દાઝ અંતરમાં,
શરાબોની ભરી પ્યાલી, નીશામાં બસ મઝા માને.
ફરીને કાગને બીલ્લાં, ઉદર પોષણ નીભાવે છે;
કહે "ભોગી" જીવન સારૂં, બળ્યું એ જીવવું ખારૂં. ૯

---

# હિંદ દેવીને અરજ.

ગઝલ.

નમું છું હું નમસ્કારે,
અરે ! ઓ ભારતી માતા;
નમું છું શિર ઝુકાવીને,
સ્વીકારો ભારતી માતા. ૧
અરે ! હું બાળ અજ્ઞાની,
દયા દેવી દીલે ધરજો;

ગુન્હો જે બાળનો હોયે,
    ક્ષમા કરજો અરે ! માતા. ૨
અગરબત્તી અને અષ્ટાંગ,
    વિધિ ધુપો દઉ તુજને;
અરે ! આ બાળ "ભોગીના,"
    ધુપો સ્વીકારજો માતા. ૩
અહો ! અંતર વિષે મારા,
    સુબુદ્ધિ દેવી દો સારી;
હૃદયની પ્રાર્થના મારી,
    સ્વીકારો હિંદની માતા. ૪
અરે ! નિજ દેશની સેવા,
    અને નિજ બંધુની સેવા;
સદા કરવા હું બાળકના,
    હૃદયમાં વાસ દો માતા. ૫
અમારા હિંદના રધડા,
    અને ઝઘડા ફિટી જાઓ;
અખિલ ! ભારત ભુમિમાં તો,
    કરો શાન્તિ સદા માતા. ૬
હૃદયમાં પ્રેમની વીણા,
    વગાડું દેવી હું તારી;
અરે ! વીણા વિષે સુત્રો,

સુણો સૈ સ્નેહથી માતા. ૭
કરૂં છું સેવ હું તારી,
નમું છું હરદમે તુજને;
અરે ! એ સેવમાં મુજને,
કરો તલ્લીન હે ! માતા. ૮

---

## હિંદ દેવીને આવાહન.

---

સોરઠી ગઝલ.

ઓ ! હિંદની માતા તમે, ક્યાંહી રીસાઇને ગયાં !
ભાર્તભૂમિ રક્ષનારી, લક્ષથી તે ક્યાં ગયાં !
લાલી જુજવી તાહ્યરી,
સુવર્ણ વર્ણે પાથરી,
જાહોજલાલી તે ગયેલી,
ભારતી મા લાવજો ! ૨
દિવ્ય ભૂમિ :હિંદની જ્યાં,
અપ્સરાઓ નાચતી,
તે ભૂમિ નિર્જન ભાસતી,
સૈ ભારતી મા સ્થાપજો ! ૩
જે હિંદના શુરવીર પુત્રો,
દ્વિજ ગાતા વેદ સૂત્રો,

તે ભૂમિનાં શિથિલ ગાત્રો,
મા નવીન બલ આપજો ! ૪

હિંદનાં જે ભવ્ય નગ્રો,
પચરંગી દીપતાં,
જોટો નથી જેનો જગતમાં;
મા પુનઃ ઉદ્ધારજો ! ૫

ધર્મના ઝુંડા ફરકતા,
જ્યાં ઝનુનાં વ્યાપતાં'તાં,
તે સ્થળો સૌ આજ રોતાં,
સર્વ તેહ વસાવજો ! ૬

નુર જે ભારત ભૂમિનું,
સૌ સ્થળે વિખ્યાત છે,
તે નુરનું પુર ક્યાં ગયું મા,
રેલ તે રેલાવજો ! ૭

તાજ મેલો હો ભલે (વા)
રાજ મેલો હો ભલે (વા)
રંક કેરી ઝુંપડીમાં,
દેવી આપ પધારજો ! ૮

હિંદ તુજ વૈભવ બધા,
જે સ્વર્ગવાસી વાંચ્છતા,

આ હિંદમાંથી ક્યાં ગયા,
દેવી કંઇ નીહાળજો ! ૯

આર્ય ભુમિનો જે બગીચો,
ફાલી ફુલી ખીલ્યો હતો,
તે ફુલ સૌ કરમાઇ ગયાં,
તેને ફરી વિકસાવજો ! ૧૦

દેવાલયો આ હિંદના,
સુર મનુજ કરતા વંદના,
સૌ દેવનાં સત્યો ગયાં,
ચૈતન્ય તેમાં લાવજો ! ૧૧

માણેક્ય હિરા મોતીના,
ભંડાર હિંદુસ્તાનના,
તે ભુતલે કંઈ પર કરે,
મા છોડવી સોંપાવજો ! ૧૨

ઈંદ્રપુરી સમ હતી,
શ્રી ભવ્યતા હે ભગવતી,
તે રિદ્ધિ સિદ્ધિ ક્યાં ગઈ,
મા સઉ વસાવા આવજો ! ૧૩

આ બાળ તારાં ટળવળે,
આધાર વીણ ઝુરી મરે;

સા'ય કરવા બાળ " ભોગીની "
અરજ ઉર ધારજો ! ૧૪
ઓ ! હિંદની માતા તમો, ક્યાંહી રીસાઈને ગયાં ?
ભાર્તભૂમિ રક્ષનારી, લક્ષથી તે ક્યાં ગયાં ! ૧૫

---

## પ્રાચીન ખેડા.

---

રોળાવૃત.

અહિંયાં ખેડા પાટનગર વિશાળું હૂતું,
અહિંયાં ખેટકપુર તણું સૌ પ્રાચિન સૂતું;
આઝારો અહિં યજ્ઞ કરી ઘી ચડસે હોમ્યાં;
કાળ કરાળે મયુરધ્વજનાં સ્થળ સૌ રોળ્યાં ૧
સોખડપુરના સુખડીયા જઈ ક્યાંહી વસીયા,
ઉજ્જડ તેને ઠામ ઘણાં જન ફાંસે ફસીયાં.
રત્નપુર રઢીયાળ હિરા મણી મોતી ઝળકે;
ઝલક પડી ગઈ શ્યામ, ઓસનાં બીંદુ ચળકે. ૨
વેત્રાવતીનાં નેત્ર ક્ષેત્રપુર શોકે ભરીયાં,
પૃથક-અશ્રુની ધાર નેત્ર પ્રતિઘૃત દૂધ લીયાં;
કરૂણાજનક રડતી વ્હેતી સહિતા રૂપે;
નીર સુકાર્યાં હાય ! હવે રહી રેતી રૂપે. ૩
ઓવારો તુજ પડી રહ્યો આ મોરૂધ્વજનો,

નીશાની રહી એજ નમુના સુચવતી કંઇ;
મહેલ બગીચા ઉંચા નભશું ગેલ કરંતા,
લક્ષ્મી તણા ભંડાર મનુજ અહિં કંઇક દટાયા. ૪
અલકાપુરી હાય ! દટાઈ મનહર મ્હારી,
ક્યાં ગઈ શોભા પાર વિનાની દેવી ત્હારી;
રમતા ત્હારાં બાળ કંઈ ચરણોમાં પડતાં,
ઘેલી થઇ મુજ માત અમોને ચુંબન ભરતી. ૫
માડી ત્હારો કેંપ ગયો "ડીશામાં" ભારી,
બીજો "અમદાવાદ" થયો સાબરમતી ડાળી,
ત્રીજો ન્હાનો બાળ રહ્યો કંઇ "ખેડાવાસી,"
ઝળકતી તુજ જ્યોત પ્રકાસી ક્યાંહી ચાલી. ૬
રંગાટીની રેલ રેલતી ખલકે ભારી,
ઝાંખી નહિ કંકાસ તણી શાન્તિ રહે સારી,
લક્ષ્મી દેવી વાસ કરંતી અહિયાં રહેતી,
બ્હેની ન્હારી એજ રીસાઈ ક્યાંજઇ બેઠી. ૭

* * * * *

રે ! રે ! ! માડી તુજ નગરની સોભા ભારી !
ને વેપારી નૂર જતાં તન્દ્રિલતા ધારી,
આર્યાવૃતમાં એજ પુરણી શોભા તહારી,
કે "ભોગી" તું દેવી પુનઃ તે દેજ પ્રસારી. ૮

---

## પધારજો !

### સોહીણા ગઝલ.

રે ! આવજોરે ! ! આવજો, દીલજાન બિરાદર આવજો;
આપને છેલ્લી સલામી આપું આ સૌ આવજો.
અફસોસ ! ના કરશો તમે, દીલજાન દોસ્તો આવજો !
કાય મારી ખાખ કરવા, સૌ સ્મશાન સીધાવજોરે આવજો. ૧

દુનીયા ફના છોડી ગયો, કંઇ સાથમાં ના લઈ ગયો,
રડશો તમે ના પીટશો ના, ખેરીયત સૌ આપજો આવજો.
નસારૂં સારૂં જે કર્યું, તે સોડમાં લઇને સુતો;
મેં ઓઢી પુનને પાપની, ચાદર સુતો અવશાનમાંરે આવજો. ૨

અશ્રુ કદી ના લાવશો, દુર્લભ્ય સુખનો લા'વશો,
જ્યાં અગ્નિ સંસ્કારો કરો ત્યાં, દેરી કો ન ચણાવશો આવજો.
તે ભૂમિને પાય પડવા, ત્યાં કદી ના આવશો;
આ ખલ્ક છોડી જવાનું, એક દિ સૌ આવછેરે આવજો. ૩
નેકી પ્રભુના ધામમાં, પહોંચી જવાનું છે અરે !
દિલગીર દીલમાં ના થશો, હિંમત કદી ના હારશોરે આવજો.
સંસારના મે'માન સર્વ રે ! પલકમાં જાઇશું;
રે ! આવજો રે ! ! આવજો, દિલજાન બીરાદર આવજોરે આવજો. ૫

---

# અપકાર ઉપર ઉપકાર.

## ગઝલ.

અરે ! આદમ કદી તારી, ભલાઈ ના ભુલી જાતો;
ભલાઇપર કરે બુરાઈ, તથાપિ દ્વેષી ના થાતો.
વટેમાર્ગુ જતો હોયે, ભલે તુજ મિત્ર ના થાતો;
અરે નિજ મિત્ર તું ગણીને, કરી સ્વાગત સુખી રે'જે. ૧
અરે ! વૈરી ભલે તુજ હો, તમારાપર કરે ઝેરી;
મગર ઝેરી તજી દેજ, ભલાઇ ભાઇ તું ગણજે.
દગો તુજને કરી નાઠો, દગાથી દોસ્તને માર્યો,
અરે ! અફસોસ ના કરજે, ગણીને ઈશ-ઇચ્છાએ. ૨

* * * *

કલેજું કત્લ કરવાને, અરે ! દુશ્મન બની આવ્યો;
નીડર થઇ પ્રેમથી તેને, બિરાદર જાણી તું લેજે.
અરે ! પ્રેમી ગણી તુજને, નિમંત્રણ વૈરીએ કીધું;
સજાવે શુળની શૈયા, ભલે પુષ્પોની માની લે. ૩
દગાથી ઝેરની પ્યાલી, પીવા તુજને કદી અર્પે;
અમીરસ પ્રેમની પ્યાલી, ગણી બસ પ્રેમથી પીજે.
અવરને મારવા સારૂં, હજારો રૂપીયા દેતો;
અરે ! તે દામના લોભે, કદી ના લેશ લલચાજે. ૪
લુંટાવી ધન અને દોલત, લઇ સર્વસ્વ તે ચાલ્યો;
અરે ! પણ જીભથી તેને, કટુ વાણી તું ના કે'જે.

* * * *

રીબાવી ત્રાસ દઈ તુજને, અરે ! વેરાનમાં માર્યો;
પ્રભુની પ્રાર્થના તેના, અગાડી પ્રેમથી કરજે. ૫

તને જે દુઃખ દઇ ચાલ્યો, પછી તારી કને આવ્યો;
અરે ! માફી કદી માગે, સનમભરની તું તો દેજે.
કફા કે રોષ ના કરજે, બિરાદર માની તું લેજે;
અરે ઇન્સાનને તું તો, હૃદયમાં રેંમથી જોજે. ૬

*　*　*　*

સગાંએ માટલીમાં તો, મણીધર સર્પ મુકયો છે;
મગર અફસોસ ના કરજે, ખુશીથી હસ્ત તું લેજે.
લખ્યું જો કીસ્મતે તારા, મણીધર ફીટીને પ્યારા,
નીકળશે હાર સોનાનો, સગાં દેખી તને ડરશે. ૭

નીજાનંદ જીંદગી તારી, ભલાઇમાં સૌ દેજે;
બુરાઇ જે કરે તારી, ભલું સૌ તેમનું કરજે;
વદે " ભોગી " સુણો શાણા, ભલાઈ ના કદી ચુકશો;
ભલાઇમાં ભલાઇ છે, બુરાઈમાં બુરાઈ છે.

*　*　*　*

## ક્રીસ્મત કદી ફરતું નથી.

### સોરઠી ગઝલ.

કીસ્મત કરેલું જે ખુદાએ, કોઇથી ફરતું નથી;
મુર્ખો ઘણા ફાંફાંજ મારે, જે લખ્યું ફરતું નથી. ૧

સંસારથી છુટા પડી,
વિભૂતી લગાવે અંગમાં,
બાવા બની ભટકે ઘણા,
કીસ્મત કદી ફરતું નથી. ૨
માયા નથી કાંઈ રાખતો,
સંસારને ના માનતો,
બંદગી લગાવી ઇશની,
કીસ્મત કદી ફરતું નથી. ૩
બિભૂતી તજી છે દેહની,
સંસાર સારો લાગતો;
યોગી ફિટી ભોગી થયો,
કીસ્મત કદી ફરતું નથી. ૪
લક્ષ્મીતણા ભંડાર ભરપુર,
તે તજીને તું ગયો,
ભીક્ષા ઘણી તું યાચતો,
કીસ્મત કદી ફરતું નથી. ૫
રાજા બન્યા કંગાલ કંઈ,
વળી રંક કંઈ રાજા બન્યા,
ભોગી મટી યોગી બન્યા,
કીસ્મત કદી ફરતું નથી. ૬
અવતાર અવનીમાં થયો,
કીરતાર હિંદુનો દીધો;

હિંદુ ફિટી ઇસ્લામ થયો,
કીસ્મત કદી ફરતું નથી. ૭
લક્ષ્મી ઘણી દીધી અરે,
ધન ધામ વાડી અર્પી સૌ,
પણ પાસે કંઇયે ના રહ્યું,
કીસ્મત કદી ફરતું નથી. ૮
જીંદગી ગુજારી છે બધી,
મશગુલ માયામાં બની,
ના ભર્યું પરલોકનું ભર્યું;
કીસ્મત કદી ફરતું નથી. ૯
સંસારમાં સારા નસારા,
જે બનાવો છે બને,
તેનેજ માનું હું બધું;
કીસ્મત કરે છે તે બધું૦ ૧૦
કીસ્મત કરેલું જે ખુદાએ, કોઇથી ફરતું નથી;
મુખો ઘણા ફાંફાંજ મારે, જે લખ્યું તે ફરતું નથી.૧૧

---

## ક્ષેત્રપુર દેવીને.

### ઝુલણા.

ક્ષેત્રપુર દેવી તું આવી જોને જરા,
બાળકોના કંઇ હાલ તારા,

માત તું માત તું ક્યાં રીસાઈ ગઈ,
ટળવળે ટળવળે બાળ તારાં. ૧
જળ હતાં જ્યાં અરે આજ ત્યાં સ્થળ થયાં,
રેલીયાં પાણી જ્યાં સ્થળ હતાં ત્યાં,
મેલને બંગલા ભાગી તૂટી પડયા,
માત મારી અરે આપ આવો. ૨

ક્ષેત્રપુર તો અરે દેવી તારા વીના,
લોકનાં ધામ સુનકાર ભાસે,
વણજ વે'પારરે તરતાં નગરના,
બાળ ત્હારાં ઘણું દુઃખ પામ્યાં. ૩

દોષ શો દોષ શો બાળકોનો અરે,
દોષને તું ક્ષમા દેવી કરજે,
નગરની જે બધી મીષ્ટ માયા અરે,
બાળને દાખવી ચુંબી ભરજે. ૪

દેવી તારા વિના બાળકો મો રડે,
હરદમે હરદમે યાદ કરીયે,
ક્ષેત્રપુરમાં અરે દેવી આવી વસો,
બાળકોનું કરો મુખ હસતું. ૫

---

# પતિવ્રત પ્રેમ.

### ગઝલ.

અમોએ જન્મ લીધો છે, અમો તે પાર પાડીશું;
અમારી માતની કુંખો, કદીના લેશ લજવીશું.
અમારા પ્રાણથીપ્યારો, અમારો ટેક પ્યારો છે;
ભલે જીવ જાયતો પ્યારો, પતિવ્રત પ્રેમ પાળીશું. ૧
કદી તલવારથી મારે, છતાં ના ટેક છોડીશું;
વિપત્તનો આભતો આવે, અમો દિલગીરના થાશું.
પતિ માટે બની દાસી, પરાયાં નીરતો ભરશું;
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળીશું. ૨

* * * *

ભલે તુરંગમાં પુરે, શરીરે બેડીયો નાખે;
જડીદે તન બદન સારાં, અમોને દુઃખ છો નાખે
અમો દરકાર ના કરીયે, છતાં કંઇ દુઃખ ના ગણીયે;
અમો તો પ્રાણથી પ્યારૂં, પતિવ્રતને સદા ગણીયે. ૩
પતિના મુખનાં વચનો, ગણી પુષ્પો વધાવીશું;
કહે તે કામ કરવાને, અમો હિંમત સદા ધરશું.
અમારા કંથના જીવને, કદીના લેશ દુભવીશું;
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળળીશું. ૪

* * * *

પિતાએ જે ગણી પ્યારૂં, સ્વહસ્તે હાથને અર્પ્યો;
ભલે હો આંધળો કાંણો, પતિનો હસ્ત છે જાલ્યો.

હવે તો દેવછે મારો, ગણી સેવા સદા કરશું;
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળીશું. ૫
પતિ પાણિ કદી માગે, અમો તો દુધ અર્પાશું;
પતિના દુઃખના માટે, અમારો જીવ અર્પાશું.
રહે તો નાથ જંગલમાં, સદા સુખે તહીં રહીશું;
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળીશું. ૬

* * *

પતિના દુઃખમાં દુઃખી, રહી સેવા સદા કરશું;
નહિ છોડી બીજે જાશું, પિયુ સંગે સદા રૈશું.
રાગોને સ્નેહિઓ વ્હાલાં, પિયુ માટે બધાં તજશું;
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળીશું. ૭
સિતા તારા મતિ જેવો, પતિનો પ્રેમ પાળીશું;
પતિના પ્રેમની મુર્તિ, હૃદય સાક્ષાત રાખીશું.
પરાયા ઘેરથી ભિક્ષા, પતિના સારૂં લાવીશું,
અમારા પ્રાણથી પ્યારૂં, પતિવ્રત પ્રેમ પાળીશું. ૮

* * *

## અમારાદ્વાર ખુલ્લાં છે.

ગઝલ.

અમારા સ્નેહિઓ સારૂં,
અમારાં દ્વાર ખુલ્લાં છે.
યતિને સાધુના સારૂં,
સદાએ દ્વાર ખુલ્લાં છે. ૧

હશે વૈરી ભલે તોયે,
સુખે સત્કાર તો કરશું;
અનાદર ના અમે કરશું,
અમે તો સ્નેહિઓ ગણશું. ૨

અમારાં દ્વાર સર્વેને,
સદાના સારૂં અર્પ્યાં છે;
ભલે બુલબુલ ગમે આવે,
અમોએ ચારો અર્પ્યો છે. ૩

હશે ! કોયલ ભલે સેના,
ભલાં સૌ ગીતડાં ગાજો;
સુખે રમજો સુખે ચણજો,
અમારા દ્વારમાં ફરજો. ૪

ન રોકે કો તને અહિંયાં,
સદા આનંદમાં રહેજો;
દુઃખો ના દેઇશું તમને,
ભલાં પંખી ન ગભરાજો. ૫

અમારા સ્નેહિઓ જેવાં,
તમો છો સ્નેહિઓ મ્હારાં;
સુખો દુઃખો તણી વાતો,
કરીશું આપણે પ્યારાં. ૬

અતિથી આવશે યોગી,
ભલે આવે મહારોગી;
વધાવીશું સદા પુષ્પે,
અમો તો પ્રેમના યોગી.
નિરંજન નાથની પાસે,
સદાએ માગીયે પ્યારા;
સદાના સારૂં ખુલ્લાંરે,
અમારાં દ્વાર સૌ સારાં. ૯

---

## સત્કાર !

### ગઝલ.

પધારો આંગણે મ્હારા, પતિતે દ્વાર કરનારા,
મઠુલી મ્હારી નાનીમાં, પધારો સંત ઓ પ્યારા.
તમારા સારૂ આ મરી, મઠુલી બાંધી છે વ્હાલા,
કીધી અર્પણ તમોને છે, પધારો આગણે મ્હારા,
તમો ઉસ્તાદ મારા છો, તમારો બાલીકો હું છું;
તમારી સાથ હરદમ રહી, થશે સેવા ઉઠાવીશું.
રચાવી પુષ્પની માળા, સુગંધી અર્ઘ્ય શીતાળા,
સ્વીકારો સ્નેહથી વાલા, પુરો ઉર આશ કૃપાળા.
તમારી જ્ઞાન વાણીને, અમો સુણવા થઈ તત્પર;
સુણી અમૃત ગણી તેના, વદનમાં ઘુંટડા ભરશું.

તમારાં જ્યાં પડે કદમ્મો, તહાંની રેતી લેઇને;
વધાવીશું સદા પુષ્પે, પધારો આંગણે મ્હારા. ૩
વિભૂના ગુણ ગાવાને, મઢુલી મારીમાં સૌ છે;
સતાર સારંગીને કરતાલ, બીજાં વાજીંત્ર સારાં છે.
પીવાને ભાંગની પ્યાલી, તમારે જોઇશે તેવી;
પીલાઇશું તમોને હા, પધારો આંગણે મ્હારા. ૪
સમાધી ધ્યાન ધરવાને, મઢુલી મારી સારી છે;
તમારે જોઇએ તેવાં, બધાં સાહિત્ય સારાં છે.
ગીતા પુરાણને વેદો, સૌ લાવીને મુકયાં છે;
કથન કરવા મઢુલીમાં, પધારો આંગણે મ્હારા. ૫
તમારી ધુણીની ભસ્મો, અમારા અંગમાં ચોળી;
ગણીને ભસ્મ મોતીની, નયનમાં હા! લગાવીશું.
અમોને જે મલે તેનો, તમોને આ'ર અર્પીશું;
અરે! અહાર જમવાને, પધારો આંગણે મ્હારા. ૬

## ગુર્જર દેવીને સંબોધન.

### સોરઠી ગઝલ.

ઓ! માત ગુર્જરદેવી તું, ક્યાંહી છુપાઈ છું અરે!
આ! વ્હાલ ઘેલાં બાળ તારાં, માતૃ વિનાનાં ઝુરે! ૧
રેરે! હવે કાંઇ જુવો,
ઓ! માત આવીને જુવો,
સંતાનને આવી જુવો,

ઓ ! માત મારી આવોને ! ૨

રડતાં કકળતાં બાળુડાં,
માતા વિનાનાં બાળુડાં,
અતિ ટળવળે આ બાળુડાં,
ઓ ! માત મારી આવોને ! ૩

ગુર્જર બધો સુનકારે દીસે,
વેરાન જેવો એ દીસે,
કેવો હતો કેવો દીસે,
ઓ ! માત મારી આવોને ! ૪

પાટણ અલૌકિક જે હતું,
જવાહિર ભરેલું તે હતું,
તે તો બધું ક્યાંહિ ગયું,
ઓ ! માત મારી આવોને ! ૫

સિદ્ધરાજનું સિદ્ધપુર સુંદર,
લક્ષ્મીથી ભરપુર તે,
સિદ્ધરાજના સિદ્ધપુરને,
નિહાળવા આવો જરા ! ૬

રૂદ્રમાળો ભવ્ય ત્યાં,
ભાસે અલૌકિક ભવ્યતા,
કેવું દીસે છે આજ ત્યાં,

નિહાળવા આવો જરા ! ૭
ચંપાનગર--ગુજરાતનું,
જે દેશને સોભાવતું,
તે તો પુરાણા નગરને,
નિહાળવા આવો જરા ! ૮
મેલ વાડી બંગલાઓ,
ધુળધાણી સઉ થયા,
ખંડેર તેના તો રહ્યાં,
નિહાળવા આવો જરા ! ૯
સોરાષ્ટમાં પ્રભાસપાટણ,
સોમનાથ મહાદેવ જ્યાં,
ગંગા નદીના નીરથી,
હંમેશ સ્નાન કરાવતા ! ૧૦
રે ! બ્રાહ્મણો ત્યાં વેદના,
મંત્રા સદા ઉચ્ચારતા,
તેતો દેવાલય આજ ત્યાં,
નિહાળવા આવો જરા ! ૧૧
ભીમ ભોળા ભીમ જેવા,
રાય દર્શન આવતા,
તે સ્થળ દીસે સ્મશાન જેવાં,
માત મારી આવોને ! ૧૨

સુલતાનમહુમદ આવીને,
શીવલીંગના ટુકડા કીધા,
સઉ દ્રવ્ય લઇ ચાલી ગયો,
ઓ ! માત મારી આવોને ! ૧૩
ઓ ! માત રીસાઈ ગયાં,
ફરી આપના પાછાં ફર્યાં,
ક્યાંહી મુલકમાં ચાલીઆં,
ઓ ! માત મારી આવોને ! ૧૪
ધીરને શુરવીર પુત્રો,
ગુર્જરી તુજ જે હતા,
તે તો અરે ! તારા ચરણુમાં,
શિર ઝુકાવીને પડયા ! ૧૫
કોટ કીલ્લાઓ બુરજ સૌ,
ત્યાં પડેલા ભાળીને,
શોકના અશ્રુ નયનથી,
માંડી મારાં જાય છે ! ૧૬
પશ્ચિમે દ્વારામતિ,
સુવર્ણુની તે તો હતી,
તે તો બધું ક્યાં ભાગ્યું,
નિહાળવા આવો જરા ! ૧૬
હેમ મણીમય રત્નથી,
ભરપુર ભરેલી તે હતી,

તે દ્વારીકાને હાલમાં,
નિહાળવા આવો જરા! ૧૮

કૃષ્ણ અને બળદેવ જેવા,
વાસુ પુજ્યો જહાં હતા,
તેના બધા કુટુંબ કબીલા,
કોણ જાણે ક્યાં ગયા! ૧૯

જે દેવની નગરી હતી,
સ્થળ હાલ જળ ઉછળે અરે,
શ્રી લુંટાઈ હાય હમણાં,
તે અતિ ગરીબાઈ છે! ૨૦

જાહો જલાલી જે હતી,
ગુર્જર ભૂમિમાં તે નથી,
ટળવળે તુજ બાળુડાં,
ઓ! માત મારીને આવોને! ૨૧

રળિઆમણી ગુજરાતમાં,
દેવી હતાં ગુજરાતમાં,
આ બાળકોને હાલમાં,
નિહાળવા આવો જરા! ૨૨

દ્રષ્ટિ કફા તે ક્યાં કરી,
ઓ! માત આ ભારે કરી,

દીલમાં દયા કાંઇ કરી,
નિહાળવા આવો જરા ! ૨૩
રાહ જોતાં બાળકો,
બેઠાં અમે આ તાહરાં,
દર્શનાતુર—બાળકો,
નિહાળવા આવો જરા ! ૨૪
ભુલચુક હોયે જે અમારી,
તે ક્ષમા માડી તું કરજે,
આ બાળ "ભોગીલાલની,"
દીલમાં દયા કાંઈ લાવજે ! ૨૫
ઓ ! માત ગુર્જર દેવી તું, ક્યાંહિ છુપાઇછું અરે !
આ ! વ્હાલ ઘેલાં બાળ તારાં, માતૃ વિનાનાં ઝુરે ! ૨૬

---

## અરણ્ય યોગી.

### ગઝલ.

અમો જંગલ તણા યોગી,
અમારે ના કશું ચઇયે;
જગતનો પ્યાર જુઠો છે,
અમો દરકાર ના કરીયે. ૧

પડયાં કષ્ટો શિરે લઇયે,
મગર અફ્સોસ ! ના કરીયે,
દીલાવર થઈ બધે ફરીયે,
અમારો નોકના તજીયે. ૨
હરિના નામનું હરનીશ,
ઘડી ના નામ વીસરીયે;
અમો બધા પ્રભુના તે,
પ્રભુ વિણુ ના કશું ભજીયે. ૩
હરિને ઢુંઢતા ફરીયે,
હિમાલય પા'ડમાં જઇયે;
બિરાદર દોસ્તને સારી,
જગતને ના કદી ગણીયે. ૪
પ્રિયા માતૃ તજી દઇને;
ફકીરી હાલમાં ફરીયે;
અરે ! પરવા નથી કો'ની,
અમારા અંતરે જરીયે. ૫
અહોનીશ ! ધ્યાનમાં રહીયે;
ખુદાવીંદ પ્યારમાં રહીયે;
મઝેદારી જહાંની તો,
કદી ના લક્ષમાં લઇયે. ૬
અમારા અંતરે આનંદ,
ખલ્ક ખાવીંદનો ચહીયે,

ભલે તલવારથી મારે,
અમો તે ના કદી કહીયે. ૭
અમો જંગલ તણા યોગી,
અમારી દેહ શું ? કરીએ.
હરિના નામના જાપો,
જપીને દેહને તજીયે. ૮

---

## ઈશ્વર સ્તુતિ.

મંગલકર મંગલગુણ મંગલેશ્વરા,
જ્ઞાનેશ્વર, અખિલેશ્વર, અજ આદ્ય ઈશ્વરા.—મંગલ.
જગના, ધરતા, ભરતા, હરતા,
શિવ દાતા,
ભય ત્રાતા,
પિતુ માતા,
સત્ય છો કૃપાળું. મંગલ.
જલ, અનલ, અનિલ, શશી, રવિ, ખ, ભૂ દ્વિજવરા;
મંગલ પ્રદ, મંગલમય, અષ્ટ તનુવરા. મંગલ.
અસ્તિ, વ્યસ્તિ, ચડતી, પડતી,
અનુસરતી,
ભુલ ન રતી,
અકલ ગતિ તું જગદ્ધરા. મંગલ.
સત્વ, રજ, ને તમ, ત્રિગુણાતીત વિભુવરા;

નિરંજન, નિરામય, નિર્મળ પરાત્પરા, મંગલ.
દુગ્ધે; મરતે, વિચરતે, જગતે,
મિત્રત્વપણે,
ગંધત્વપણે,
ઈશ્વરપણે,
વ્યાપકેશ્વરા,
મંગલકર મંગલગુણ મંગલેશ્વરા,
અનશ્વર, અખિલેશ્વર, અજ આદ્ય ઈશ્વરા. મંગલ.

---

## પુન્ય.

### ગઝલ.

પ્રભુએ જો તને અર્પ્યું; કંઈ પરમાર્થ કરતો જા;
અરે વીરલા ઉમંગોથી, કંઇ તું દાન કરતો જા.
અરે ! આ દેશના માટે, સ્વદેશી બંધુઓ સારૂં;
કંઇ પુન્યાર્થ કરતો જા, ઉઘડવા સ્વર્ગનું બારૂં. ૧

ગરીબોનો અપંગોનો, અશક્તોનો બની બેલી;
કરી લે સાર્થ લક્ષ્મીતો, નંદવીએ ન નિભેલી
દીધું હાથેજ તે સાથે, દાટશે તે બીજા માટે,
તરીને અબ્ધિ સુસવાટે, ચેત નૌકા ડુબે ઘાટે. ૨
અતિ જર ખર્ચી લે સરદાર, સર, નાઇટના ચાંદો;
ગુમાવે વ્યર્થ ગણિકાર્થે, વિત્ત ને ગર્થ જ્યમ વાંદો.

સ્વદેશી બંધુઓ સારૂં, સહાયે પાઇ ના અર્પી;
મરીને સ્વર્ગમાં જાતાં, રહે ચાંદો અહિં કર્પી. ૩
પ્રભુના ધામમાં તારા, બધા ઈલકાબ રદ થાશે;
પૂછે પરમાર્થ શાં કીધાં, ભરાજે હાર્દ નિસાસે.
નહિ પૂછે તને કાંઈ, હવેલી ધામ શાં તારાં;
વળી તુજ મૃત્યુ પછવાડે. ખરચ પાણી કર્યાં સારાં. ૪
કરેલા એકઠા પૈસા, સકળ તે વ્યર્થ તો જાશે;
કર્યા અઘઓઘ અંબારો, નિવારણ તેનું ના થાશે.
હવેલી બંગલા તારા, ખલકના ધુળધાણી છે;
ખરી પરમાર્થ પ્રીતિને, પ્રભુ એતો પ્રમાણી છે. ૫

---

## સરાબના શોખીનોને

### સોરઠી ગઝલ.

રે ! બેવડાની બાટલી, પીને મઝા શું માણતા !
રે ! બેવડાના શોખીનો, સત્કાર તેને જાણતા ! ૧
લખ્યું છે શાસ્ત્ર સર્વોમાં,
મનાઇ બેવડાની છે;
છતાં અફસોસની વાતો,
જુલમ હે ! આર્ય આશો છે. ૨
જરી લુણ લોટ કે પાણી,
ભલે ઘરમાં નથી ખાવા;

મગર અફસોસ કે ખેંચો,
ખુશીથી બેવડા પાણી. ૩
વણીકને વીપ્ર સૌ સંગી,
હવે તો ઢેડને ભંગી;
હવે સારા બન્યા જંગી,
અરે ! બેવડા તણા સંગી. ૪
મઝા બસ તેથી માને છે,
બધા તે તો બન્યા રંગી;
જુલમ સો હિંદમાં જાગ્યો,
મદીરા પાણીનો પ્યારા. ૫
મનાઈ ઇસ્લામી ધર્મે,
લખ્યું કુરાનમાં પ્યારા;
લગે તનમાં શરાબ જરા,
જલાદે ચામડી પ્યારા. ૬
ધરમ સૌ નેવલે મુક્યાં,
અરે ! હિંદવાન સૌ સારા;
અરેરે ! ! ત્રાસ દીધો છે,
મદીરા ઘરઘરે માલ્યો. ૭
મદીરાને ગણી દેવી,
વધાવે પુષ્પ માળાયે;

અરે ! કુળદેવી તું મારી,
વધાવું પુષ્પમાળાએ. ૮

સુનાં ઘરબાર છે સારાં,
અરે ! દેવી વીના મારાં;
ગણું છું દેવીના જેવી,
નમું છું સગુમાં તારા. ૯

અરેરે ! ! હિંદમાં આશા,
પુકારો ગર્જતી ઉઠયા;
સુણ્યા શબ્દો તહીં મારાં,
નયનથી નીર ત્યાં ચાલ્યાં. ૧૦

અરેરે ! ! હિંદ દેવી તું,
વિસારી હિંદ કયાં ચાલી;
અરેરે ! ! હિંદમાં સર્વે,
મદીરા દેવી તો મ્હાલી. ૧૧

મદીરા દેવીના વ્યસને,
બન્યા જાદવ બધા અંધા;
ઉડાવી યાદવા સ્થળી,
ખપ્યા સો યાદવો અંધા. ૧૨

રહી ના નામ નીશાની,
ઉડયું જયમ આકતુરવાસુ,

અરે ! આર્યો કંઇ જાગો,
મદીરા પાનને ત્યાગો. ૧૩
તમારી કેફને તોડી,
વ્યસનથી દુર થાઓને;
નહિ તો દેવીના સંગે,
બુરા સૌ હાલ થાવાના. ૧૪
વ્યશનમાં શું ? બની અંધા,
ભુલે છો કામને ધંધા;
અરે ! આર્યો કંઈ જાગો,
તમારી નીંદને ત્યાગો. ૧૫

રે ! બેવડાની બાટલી, પીને મઝા શું માણતા !
રે ! બેવડાના શોખીનો, સત્કાર તેને જાણતા. !

---

## ગેબી વાત.

### સોહીણી ગઝલ.

ગેબી વાતો જે પ્રભુની, કોઈના જાણી શકે;
એ ગેબના છુપાજ ભેદો, કોઈના જાણી શકે !
બ્રહ્મજ્ઞાની, ભક્ત હો વા, મોક્ષમાર્ગી હો ભલે વા,
શાસ્ત્રી, સાક્ષર હો ભલે વા, કોઇ ના જાણી શકે ! ૧
ભાવિ વેત્તાઓ બની, પોતે બીજાના હાલ કે,

તે હાલના કે'નાર; ભિક્ષુકો બનીને માગતા.
રે ! વૈદ્યનાં મૃત્યુ ન પામે, જોષીનાં રાંડે નહિ,
ઋષિ મુનિ જે સંયમી, સંસાર તો માંડે નહિ. ૨
તક્ષક ડસ્યો "ધન્વંતરી"ને, ઝેરના વાળી શકયા,
સહદેવ જોશી ધર્મનું, જુગટું નહિ ખાળી શકયા.
ઢીમર કન્યા, મત્સ્ય ગંધા, ગંધ છુટે દેહથી !
સ્મૃવિકાર મુનિ પારાશરે, સંસાર માંડયો સ્નેહથી. ૩
રામને શું વન વિચરવું, દશાનને વેર કરવું,
સ્યમંતકનું આળ ચડવું, કૃષ્ણને ધારી શકે.
અબઘડીની વાત કો, જાણી શકે તેવા નથી;
કીરતારની ગેબીજ વાતો, જાણવા મરતા મથી. ૪
એ ભેદના છુપાજ મંત્રો, કોઈ ના પાઈ શકે !
દેવ જેવા તો સમર્થો, ના ઘડી રોકી શકે !
રે ! ગેબના ગેબી ખજાના, કોણ કહો જાણી શકે !
કીરતારની ગેબીજ વાતો, એક એ જાણી શકે ! ૫

---

## દીકરીનો દુશ્મન.

### ગઝલ.

પિતા લોભી પિતા લોભી,
અરેરે ! ! શું હવે કરવું ?

અરેરે !! છે પિતા લોભી,
જઇને ક્યાં હવે ઠરવું. ૧

થઈ ઉમર હવે મોટી,
પિતાને છે હજુ છોટી;
જુવાની જાય છે જો'તી,
લગનની છું હવે ભોગી. ૨

પિતા છે હા હવે દોષી,
જુએ શું જોશ તો જોશી;
પિતાજી બાળિકા પોષી,
કુંવારી રાખશે ડોશી. ૩

બની નિષ્ઠુર ને અંધો,
અરે ધંધો તજી બેઠો.
ગરીબડી દીકરી ઉપર,
હવે ! જર લોભમાં પેઠો. ૪

અરે ! પિતા અરે પિતા !!
હવે જોને જરા પિતા;
પિતાને જો મળે નાણું,
ગવાયે લગ્નનું ગાણું. ૫

પછી પરણાવશે તે તો,
ભલે હોયે રૂડું બુરૂં;

પછી દરકાર ના તેને,
મલે સારૂ કે ના સારૂં. ૬
ગરીબડી ગાયને પુત્રી,
બરાબર છે અરે ! બન્ને;
વડીલ દોરે ગમે ત્યાં તો;
બીચારી બેઉ તે જાશે. ૭
જુવે ના કુળ કે જ્ઞાતી,
જુવે ના આંધળો કાંણો;
ભલે હોયે વળી ! ઘરડો,
પિતાનો સ્વાર્થનો સ્નેહિ. ૮
ભર્યાં ખીસ્સા થયા રાજી,
કમાવું ના હવે પડશે;
પિતા જાણે બધું સરસે,
વૃથા એ ધારવું પડશે. ૯
લઈ લક્ષ્મી થયા તાજા.
બન્યા દરબાર મહા રાજા;
રહે ના પાઇ તમ પાસે,
અમારા શ્રાપથી પૈસા. ૧૦

---

## ઝુલતી જીંદગી.

ગઝલ.

હિંચોળા ખાટ પર ખાતી,
    જુવાની જીંદગી ચાલી;
ફિડલના તારના જેવી,
    અરે ! જીંદગાની છે તારી. ૧

જુવાનીને ગણી પ્યારી,
    જુવાની મસ્તીમાં ગાળી;
અરે ! મસ્તાન જુવાની,
    પલક મે'માન છે ભાઇ. ૨

જુવાનીમાં બની ફક્કડ,
    ફરે છે ફાંકડો થઈ શું;
નમીને આંકડો તારો,
    થવાનો રાંકડો તું તો. ૩

પરાઇ નારીને દેખી,
    જુવાનીમાં બની અંધો;
અરે ! આશક બની બેઠો,
    પરાયા પ્યારનો ફંદો. ૪

ગુમાવી જીંદગી સારી,
    કરી ! મસ્તાનીમાં યારી;

કુકર્મોમાં સદા તારી,
    કીધી બરબાદ જીંદગાની. ૫

જુવાનીના બુરા રંગે,
    બન્યા કંઇ પ્યારના બંદા;
અરે ! આદમ જુવાની એ,
    નથી ઘાલ્યા અહીં ચંદા. ૬

જુવાની જાય જયાં તારી,
    પછી પસ્તાય તું ભારી;
જુવાનીમાં નીતિ ધારી,
    કરીલે ઈશશું યારી. ૭

જુવાનીને ગણી નૌકી,
    અડક છે તેની મસ્તાની;
કહે " ભોગી " તરી જાતું,
    લહી ઈશ-પ્રેમ મસ્તાની. ૮

---

## શૌર્ય. !

### ગઝલ.

શૂરો હિંમત નહિ હારે,
    શૂરો સંગ્રામમાં લડશે;

શૂરો તો એકલો પોતે,
    શતકને મારીને મરશે. ૧
મરણનો ભય ભલે માથે,
    અરે ! તલવાર તો લાગે;
શુરાનું શિર ઉડી જાયે,
    મગર સો મારીને મરશે. ૨
લઢાઇમાં અરે ! તે તો,
    કદીના પુંઠ બતલાવે;
લઢંતાં પ્રાણ સહુસ્ત્રોના,
    હણીને દેહને તજશે. ૩
દિલાવર થઈ બધે શૂરો,
    શહસ્ત્રોમાં ઘૂમી વળશે;
કરે દરકાર ના જીવની,
    શુરો ના કોઇથી ડરશે. ૪
જનેતા નાર કે બીજા,
    સગા કે રાજ્યની પરવા;
વિના નિડર રહી ચીતે;
    શૂરો સંગ્રામમાં લડશે. ૫
કરોડો દામની બક્ષીસ,
    શુરાને લાંચમાં આપે;
કદાપિ લાંચના લોભે,

શૂરો ના લેશ લલચાશે. ૬
શૂરાને શિરમાં ઝટકા,
પડે તલવારના ભારે;
કદીના કષ્ટની ઉર્મો,
કરી બોલવશે વા'રે. ૭
શુરાની દેહ સંગ્રામે,
પડે એ સર્જ્યું શ્રી રામે;
બતાવી શૂરતા વીરતા,
પડીને સ્વર્ગપંથ પળશે. ૮

## બોધમાળા.

### અનુષ્ટુભ.

વિદ્યા મિત્ર પ્રવાસેને, ભાર્યા ઘરના કામમાં;
ઔષધ રોગી તણો મિત્ર, ધર્મ મિત્ર અવશાનમાં. ૧
સદ્‌ગુણ છે રૂપની શોભા, કુળની શોભા શીળછે;
શાન્તિ જ્ઞાન તણી શોભા, ધનની શોભા દાન છે. ૨
અતિદાને બલિરાજા, દુર્યોધન અતિ દર્પથી;
સર્વત્ર ત્યજવું અતિશે, રાવણ પડતી ગર્વથી. ૩
સમુદ્રે મરુભૂમિમાં, વૃષ્ટિ ભોજન તૃપ્તને;
વૃથા દિપક દિનેને, વૃથા દાન ગહસ્થને. ૪
શોભે વિદ્યા વડે વિપ્રો, ક્ષત્રિયો વિજયે કરી;
સુપાત્રે દાનથી પૈસો, ગૃહિણી મર્યાદા ધરી. ૫

સોનાનાં પદ્મો ઘડવાં, તે તો સોની ઘડી શકે;
તેમા ફ્રૌર સુગંધીની, બ્રહ્મા એક પ્રેરી શકે. ૬
ચંદ્ર દીવો સમી સાંજે, પ્રભાતે તો રવિ દીવો;
ધર્મ દીવો ત્રણે લોકે, સુપુત્ર કુલનો દીવો. ૭
ઘરેણું દાનનું હાથે, કંઠે સત્યનું શજતું;
કાને શાસ્ત્ર રૂપી શોભે, દિવ્ય દ્યુતિ સમર્પતું. ૮
ક્રોધ મુળ અનર્થોનું, ને બંધન સંસારનું;
ધર્મ હિણુ કહે માટે, ક્રોધી થવું ન કામનું. ૯
રૂપ વસ્ત્ર પુરૂષોનું રૂપનું ભૂષણ ગુણ છે;
જ્ઞાન ગુણ તણું અંતે, ક્ષમા જ્ઞાન તણું દીસે. ૧૦
પોતાની વાણીના દોષે, બંધાયે શુક સારિકા;
બગા ના કેદી બનતા, માનતા અર્થદાયકા. ૧૧
અહો દુર્જન સંસર્ગે માન હાની પદે પદે;
યથા લોહ સંગે અગ્નિ, ટીપાયે છે ઘણે ઘણે. ૧૨
નિર્ગુણી શતપુત્રોથી, એક પુત્ર ગુણીચડે,
એકજ ચંદ્ર હણે તમને, નક્ષત્રો એ ન તે બને. ૧૩
કુલટા સ્ત્રી લુચ્ચો મિત્રઃ ચાકર સામું બોલતો;
સર્પવાળા ગૃહે વાસો, નિશંશય મૃત્યુજ તો. ૧૪
અન્નદાન મહાદાન, વિદ્યાનું તે થકી ચડે;
અન્ને તો તૃપ્તિ ક્ષણની, વિદ્યાથી જીવન સુધી. ૧૫
ભણાવવાં મૂર્ખા શિષ્યો, પોષવી ભાર્યા દુષ્ટને;
દુઃખી શું વટ રાખંતા, પંડીતો ય દુઃખી બને. ૧૬

## દયા !

ગઝલ.

ભલે તું ભુખથી મરતો,
　　અરે ! તું દુઃખથી ડરતો;
અરે ! તે ભૂખના માટે,
　　દયાને લેશ ના તજજે. ૧

અરે ! તું પેટના માટે,
　　બીજાની વેઠ તું કરજે;
અરે ! તે વેઠના માટે,
　　દયાને લેશના તજજે. ૨

કસાઈ કર્મ કરવાને,
　　તને કો દામ તો દેવે;
અરે તે કર્મ કરવાને,
　　કદી તું દામ ના લેજે. ૩

ધુતાવી ચોરીને લાવી,
　　અરે ! ભંડાર તું ફાડી;
અરે ! તે લક્ષ્મીથી તુજને,
　　કદીના શેઠ કો' કે'શે. ૪

અરે ! તુજ પાસ ના હોવે,
　　કફન કોડી અરે ! ભાઈ;
મગર તું જર કમાવાને,
　　અરે ! હિંમત સદા ધરજે. ૫

ભલે ઉપવાસ અરે ! તુજને,
દિવસ તો આઠના થાએ;
કડાકા ભૂખના કરીને, ૬
દયા હરદમ ! તું તો કરજે.

મરણના જો શરણ તુજને,
અરે ! મંદવાડ હો ભારી;
મગર મંદવાડમાં તારી,
દયાને લેશ ના તજજે. ૭

નિરાશ્રિત બંધુઓ દેખી,
દયા દીલમાં કંઈ લાવી;
અરે "સંકટ નિવારણમાં"
કંઈ તું દામ તો દેજે. ૮

તને તો શેઠ જાણીને,
મુકે થાપણ રૂપૈયાની;
ધણી આવી યદા માગે,
તદા ઈન્કાર ના જાજે. ૯

કહે "ભોગી" શુણો શાણા,
દયા દિલમાં સદા રાખો;
પ્રભુના પ્રેમ-અમૃતનો,
સુખે આસ્વાદ તો ચાખો. ૧૦

---

## અનુવાદ.

શું જાણે વ્યાકરણી, વેદને શું જાણે વ્યાકરણી. ટેક.
વનવન ફરતી ને ચારો એ ચરતી, મુખમાં એકજ તરણી.
નિજ નાભિમાં કસ્તુરી રહે છે, ભેદ ન જાણે એ હરણી.
વેદને૦ ૧
નિશાએ ફરતો ને ચારો ચરતો, પ્રકાશ ધરતો ધરણિ;
નિજ શીશ નિશદિન શેષ ધરે, પણ ના જાણે એજ મણિ.
વેદને૦ ૨
આતૃત્ર ઋતુમાં ટીટોડીની, નિજાંડ રક્ષણ કરણી;
શું શમજી પગ ઉંચા ધરે છે, રખે પડે નભ ધરણી.
વેદને૦ ૩
ચતુર થઇને ચૂકે કાગડી, અંડ સેવન આચરણી;
નિજાંડ ઠામે સેવે અન્યનાં, ના જાણે પીક કરણી. વેદને૦ ૪
બારે મેઘ જો ભૂપર વરસે, નક્ષત્ર નીરખી ભરણી;
દુષ્કાળ પાડે દુનીઆ માંહે, નારી મૂકે નર પરણી. વેદને૦ ૫
બધિર જના તો ચૂકે વિચારા, છે કોકિલ કાક વરણી;
આરસી છાણું સમાન અંધને, ગમ નહિ બધિરને સ્વરની.
વેદને૦ ૬
રોગ, જોષ, ને ભાગ્ય દશાની જોતા ફરે છે કરણી;
ડહાપણમાં ડાહ્યા ખરડાયા, શકયા ન હરિ ગુણ વરણી.
વેદને૦

# નિરાશા!

### ગઝલ.

નયનમાં નીર લાવીને, અહો આર્યો ઝુકો છો શું?
નમાવો શિર બોડું કયાં, કદમ હરદમ ભરો છો શું?
ખુશામત ખોરના બંદા, બની કાં હાજી હા ભણતા;
મગર હાજી ભણો છો તો, નીરાશે નીર કાં ભરતાં. ૧
ગણો છો આ બધું મ્હારૂં, મગર તારૂં નથી પ્રાણી;
બન્યા છો ખાખી બંગાળી, કફ્રેન કંગાલો' આ વાણી,
જરી ઝભ્ભા ધરી ખભ્ભા, ચડાવી રોફ મારો છો;
ગમારો ખાલી ખીસ્સાંએ, નયનથી નીર સારો છો. ૨
શિવાજી કયાં ગયા શૂરા, પ્રતાપી પ્રતાપે પૂરા;
અહો! ધીર વીર રણ રૂરા, સુની આ હિંદની ધુરા,
કહે હિંદી ખરો કકકો, અમારા હિંદના હકકો;
ફીકો નિશ્ચય પડે પકકો, સીતમનો લાગતો ધકકો. ૩
કરીએ દાદ ફરીઆદો, વળીએ વાડ વઢવાડો;
હવાડો ખાલીને પાડો, બરાડે એવી એ રાડો,
હૃદય ભાળું હૃદય પોચું, હૃદયની ઉર્મિઓ મોટી;
છતાં નીરાશ અંતરમાં, ભરાયે ભીરૂતા ખોટી. ૪
છતી આંખે બની અંધા, ગુમાવી ધર્મને ધંધા;
અમારા હિંદના બાળો, બન્યા ફેશન તણા બંદા,
ગઈ કંઈ શૂરતા વીરતા, દ્રઢિભૂત ધીરતા તારી;
રે! ઓ!! ભારતી મૈયા, ગઈ કાં બાળ વીસારી. ૫

# *Betel-nut Slicing Machine.*

# સોપારી કાતરવાના સ્વદેશી સંચા.

જેની ઉત્તમ બનાવટ માટે વરોદરાના છેલ્લા મહાન પ્રદર્શનમાંથી સર્ટીફીકેટ મળેલું છે.

ઈન્ડીયા પેટન્ટ.



રજીસ્ટર નં. ૨૪૪૪ સને ૧૯૧૬

સ્હેલાઈથી સફાઇદાર અને ઓછી મહેનતે થોડા વખતમ વાગવાની ધાસ્તી વીના પુષ્કળ સોપારી કતરાય છે, સ્ત્રી પુરૂષો પણ તેમાંથી કતરાયેલી સોપારી ખાવાનો આનંદ મેળવી શકે છે. મતલબ કે સોપારી જોઇએ તેવી ઝીણી કતરાય છે. કીંમત રૂ. ૧૨) અને વધારે.

પાનસોપારીના દરેક વેપારીને તો એક આશિર્વાદસમાન છે.

ગામોગામ આબરૂદાર એજંટો જોઇએ છીએ.

વધુ વીગત માટે લખો—

**બાલાભાઈ જે. નાનાવટીની કંપની.**

હાતીમ બીલ્ડીંગ, રીચીરોડ—**અમદાવાદ**

# અકબરી સુરમો.

૧૪ પ્રકારની ઉંચામાં ઉંચી ૪૦ દવાયો સામેલ કરી તૈયાર કરેલો સુરમો આંખોની ઘણીજ બીમારીયોનો અકસીર ઇલાજ.

બીમારી વગર પણ હરરોજ આંખમાં અંજન કરવાથી હમેસના માટે આંખની રોસની કાયમ રહે છે. અને આંખોની બીમારીયો થવાની ધાસ્તી રહેતી નથી.

આ સુરમો આંખનુ તેજ વધારે છે. આંખની છારી, ...લા, અને ફુલાને કાપી આંખને મટાડે છે, આંખમાંથી ...ણી વેહતુ બંધ કરે ચક્ષુમાં થતી અગ્નિ, કળતર, ખુ-...લી, આમહની પીડા, રાતાસ, પીળાસ, વગેરે બીમારી-...યોને થોડી મુદ્દતમાં નાબુદ કરે છે.

...મત તોલા ૧ ના રૂ. ૫) નમુનો તોલા ૦। ના ૧–૪–૦

મળવાનુ ઠેકાણું.

હકીમ પીરમીયાંકાજી, ખેડા સીંધેસરીના ટેકરે.

# કળિયુગમાં સત્ય.

## દવાથી થાક્યા હો તો ઇશ્વરી દુઆનો, આશ્રય લો.

## સ્વર્ગીય સુધા સમાન ગુણકારી સુધાનિર્ઝર યાને વસુધામૃત

આ દુનીયામાં દરેક રોગ પર રોગી કે નીરોગીને વગર અનુપાન પીવામાં ને ચોપડવામાં એકજ જાતનો નિઃસંશય ફાયદો આપનાર આ એકજ દવા છે, ખસ ખરજવું, દરાજ વિસ્ફોટક, ચાંદી, ક્ષત નાસુર, કંઠમાળ, ખાડુ, બદ, બામણી, પ્લેગનીગાંઠ ગુવા, આગોળ, એકેકા કડ, અને ફાટેલા સુજ ઇત્યાદિ બહારના રોગને ચોપડવાથી ફાયદા કરે છે, કમળો, પાંડુ, કોઇપણ પ્રકારનો જ્વર, પ્રમેહ, સંગ્રહણી, હરસ, ક્ષય, ધાતુક્ષય, ગર્ભાશયના વિકારો [illegible], વગેરે કોઇ પણ અંદરના રોગોને પીવાથી નિર્મૂળ કરે છે વધુ વખાણ બાજુએ ન ગણાય વાપરી ખાત્રી કરો તો તમેજ સ્નેહિ સંબંધીને વગર પૈસે ભલામણ કરશો, કે ખરેખર વસુધામૃત આ વસુધામાં અમૃત સમાન છે. ને જો નિરોગી, દીર્ઘાયુ, અને નિર્ભય રહેવું હોય તો ઘેર ઘેર સંઘરવા લાયક "સુધાનિર્ઝર" છે.

બારલી ઔંસની કીંમત રૂ. ૨—૦—૦ વી. પી.

**"સુધાનિર્ઝર ઓફીસ"**

**ખેડા—ગુજરાત.**